લીધું હતું. યૌવનકાલના નવીન ઉમંગમાં, દેશભક્તિના વિચારોથી પ્રેરાઇને એણે એક ગામમાં નિશાળ ઉઘાડી અને ત્યાં પોતેજ ભણાવવાનું શરૂ કરી દીધું.

એ સમયમાં ત્યાંના અભણ ખેડુતોની સ્થિતિ અત્યંત શોચનીય હતી. જાગીરદારો એમના ઉપર મનમાન્યો જુલમ કરતા હતા અને જેઓ એમનું કહ્યું નહોતા માનતા, તેમની જમીન પડાવી લેતા અને ખેતરો કપાવી નાખતા. રૂશિયામાં વેઠનો રિવાજ પણ એ સમયમાં બહુ હતો. હરકોઇ બળવાન માણસ બિચારા ગરીબ ખેડુત ઉપર તેનાથી થાય તેટલો જુલમ ગુજારતો. એ અરસામાં ઇ. સ. ૧૮૬૧ માં એવો નવો કાયદો ઘડાયો કે, જેથી કરીને ખેડુતોના જમીન સંબંધી અધિકાર કાંઇક વધ્યા. એને લીધે ખેડુતો હવે સ્વતંત્ર થયા અને જાગીરદારોના પંજામાંથી છૂટયા હોય એમ લાગ્યું; પણ પરિણામ તદ્દન વિપરીત આવ્યું. જાગીરદારોએ જોરજુલમથી ખેડુતોની વંશપરંપરાની જમીન ઝૂંટાવી લેવાની શરૂઆત કરી, અને ઉજ્જડ વેરાન જેવી ખરાબ જમીન એમના નામપર લખી આપીને કહ્યું કે, જાઓ, તમારા નવા કાયદા પ્રમાણે એ જમીન ખેડી ખાઓ. ખેડુતોએ એનો અસ્વીકાર કર્યો અને એકત્ર થઇને વિરોધ કર્યો; એટલે પછી શું કહેવું ? જાગીરદારોએ સરકારની સહાયતા માગી. એક સરકારી અધિકારી તપાસ કરવા આવ્યો; પરંતુ તે પણ જાગીરદારના પક્ષમાં થઇ ગયો; તેથી ખેડુતોએ એનું કહેવું જરાએ ન સાંભળ્યું. સ્થિતિ દિવસે દિવસે વિશેષ ખરાબ થતી ગઇ એટલે ખેડુતોને દબાવી દેવા તરતજ લશ્કર મોકલવામાં આવ્યું. સિપાહીઓએ તો જઇને તરતજ જુલમ કરવા માંડ્યો. લોકોના ઘરમાં પેસી ઘરડાં બુઢ્ઢાં અને બાલ બચ્ચાંને તેમણે મારવા માંડયાં અને કુમારીઓ અને સધવા સ્ત્રીઓનાં શીલ નષ્ટ કરવા માંડ્યાં. લશ્કરદ્વારા હમ્મેશાં આવીજ શાન્તિનો પ્રચાર થાય છે. લશ્કરનાં આવા જુલમોથી પ્રજામાં ઉલટો ખળભળાટ વધી પડયો; લશ્કરી અમલદારોને તો એટલુંજ જોઇતું હતું કે ખેડુતો ઉશ્કેરાઇને કાંઇ રંજાડ કરે એટલે

તેઓ પોતાનું પ્રચંડ રૂપ દેખાડે. કૅથેરાઇનના પાસેના ગામના ખેડુતે
પકડયા, ગામની વચમાં બધાને હારબંધ ઉભા કર્યા અને આમ ન્ય
અને અધિકારનું નાટક ભજવવાની શરૂઆત થઇ. દરેક દશમા માણસ
હારમાંથી બહાર લાવી, તેને નાગો કરીને કાયડાનો માર મારવા માંડ
એ ભયંકર મારથી ઘણાઓના પ્રાણ સુદ્ધાં ચાલ્યા ગયા; છતાં
ખેડૂતોએ પોતાનું પણ ન છોડયું. લગભગ બે એક અઠવાડીઆં પછી વ
પાછા એવીજ રીતે હાર ગોઠવી; અને આજે હારમાંના દરેક પાંચ
માણસની પીઠ ઉપર ચાબૂકનો માર પડયો; પરન્તુ દઢતાની શ
અદ્ભુત છે. ખેડુતો પોતાના વિચારમાંથી જરાએ ન ડગ્યા. હવે તો લશ્ક
અમલદારોનો પારો એકદમ થર્મોમિટર તોડીને બહાર ફૂટી નીકળ્યો.
તો તેમણે બધાને પકડયા અને દરેક દરેક ઉપર ચાબૂકનો વરસાદ વરસ
એમ કહેવાય છે કે રૂશિયાભરમાં પુરાં પાંચ વર્ષ આવા જુલમ ચ
રહ્યો. લશ્કરના આવા જુલમથી સર્વત્ર હાહાકાર થઇ રહ્યો. કૅથેરાઇન
હૃદય આવી હૃદયદ્રાવક વાતો સાંભળીને બહુજ ઉશ્કેરાઇ ગયું. લગ
એજ અરસામાં કૅથેરાઈનને પોતાની માતા તથા બહેનની સાથે સે
પિટર્સબર્ગ જવાનો પ્રસંગ પડયો. ત્યાં જતાં વેંતજ કૅથેરાઇન ત્ય
દેશોદ્ધારક નેતાઓને મળી. જે લોકો દેશનો આવાં કષ્ટોમાંથી—સંકટોમાં
ઉદ્ધાર કરવાનો ગુપ્ત રીતે પ્રયત્ન કરતા હતા, તેમનો પણ તેને ત્યાં પ
ચય થયો. એ ગુપ્ત સભાઓમાં તે સમયે એજ વિચાર થતો હતો
હરકોઇ રીતે દેશમાંથી અભણપણું દૂર કરવું જોઇએ. દેશભરનાં પ્ર
બાળકને વધારે નહિ તો પ્રાથમિક કેળવણી તો અપાવીજ જોઇએ સ
સ્ત્રીઓને ઉચ્ચ કેળવણી આપવાનો પ્રબંધ કરવો જોઇએ. આ શિ
પ્રચારને માટે કૅથેરાઇને સમગ્ર દેશમાં અનેક વર્ષો સુધી મુસાફરી
અને ઠેકાણે ઠેકાણે પ્રાથમિક શિક્ષણની શાળાઓ ઉઘાડી. સાથે સ
ખેડુતો પોતાના હક્ક નહોતા જાણતા, તે પણ તેમને સમજાવ્યા.
અરસામાં કૃષિવિભાગ ( રૂરલ બોર્ડ ) ના પ્રતિનિધિઓ અને સ્થા

ન્યાયાધ્યક્ષની ચૂંટણીનો સમય આવ્યો. ખેડુતોને કોઈ પણ વિષયમાં પોતાનો સ્વતંત્ર મત આપવાનો આ પહેલોજ પ્રસંગ હતો. પોતાનો શું અધિકાર છે તેનું તેઓને એ વખતે જ્ઞાન થયું. એ ચૂંટણીમાં બધા એવાજ પ્રતિનિધિઓ ચૂંટાયા કે જેઓ ખેડુતોનું હિત હૈયે ધરાવતા હતા. મોટમોટા ધનિક જાગીરદારો કે જે ખેડુતોના કટ્ટા દુસ્મન હતા, તેઓની હાર થઇ. તેમાંથી કોઇ પણ આ ચૂંટણીમાં ન આવી શક્યો. પોતાની હાર થવાથી તેઓ બળી મર્યા અને સરકારના કાન ભંભેરવા તેમણે શરૂ કર્યા. તેઓએ એવો રિપોર્ટ કર્યો કે ચૂંટણી કરનારાઓના બધાજ પ્રતિનિધિઓ રાજનૈતિક ચળવળીઆઓ છે અને એમનાથી સરકારને બહુજ નુકશાન થશે. રૂસ સરકાર ભૂતથી ડરે તેમ રાજનૈતિક ચળવળના નામ માત્રથી પણ ડરતી હતી; તેથી તેણે કાંઇ પણ વધારે વિચાર કર્યા વિના અનેક માણસોને પકડી દેશનિકાલની સજા કરી. આપણી કૅથેરાઇનને દેશનિકાલની સજા તો ન થઇ, પણ પોલીસની દેખરેખમાં તો તેને જરૂર રહેવું પડ્યું. સરકારના આવા તોફાનથી કૅથેરાઇને વિચાર કર્યો કે મનુષ્ય પોતાના સમાન્ય અધિકારનું પાલન કરવામાં પોતાનો જન્મસિદ્ધ હક્ક જ માત્ર ભોગવતો હોય છે; છતાં એવા કાર્યમાં પણ સરકાર આવું અંધેર ચલાવે તો પછી સુધારો થવો અસંભવિત હોવાથી શાસનપદ્ધતિનો નાશ કરવો એજ એક ઉપાય રહે છે.

એટલામાં બીજા પણ બેએક પ્રખ્યાત અને વિચારશીલ નેતાઓને સરકારે પકડ્યા અને એમને પણ દેશનિકાલની સજા કરી. એ સર્વપ્રિય નેતાઓને પકડવાથી નવયુવક દલમાં બહુ ઉશ્કેરણી ફેલાઇ ગઇ અને ઠેકઠેકાણે ફરીને તેઓએ સરકારનાં કામો લોકોને સમજાવી તેમને જાગૃત કરવાનું શરૂ કર્યું. આ પ્રમાણે ભયંકર વિદ્રોહની તૈયારી થવા માંડી. કૅથેરાઇને પણ એ કામમાં ભાગ લેવા માટે પોતાના પતિની સંમતિ માગી. એના પતિએ એ કામમાં પૂર્ણ સહાનુભૂતિ પ્રકટ કરી, પણ પોતે પંડે એ કામ કરવાની અનિચ્છા બતાવી; એટલે કૅથેરાઇને પોતાના પતિની

વિદાય માગીને દેશને આવી ભયંકર સત્તાના પંજામાંથી છોડાવવા માટે શુભ સભામાં પોતાનું નામ લખાવ્યું.

પરંતુ કેથેરાઇન અત્યંત ધનિક કુટુમ્બની હોઇને એના શરીર ઉપર હમ્મેશાં કિંમતી પોશાક રહેતો; તેથી જ્યાં જ્યાં તે જતી ત્યાં ત્યાં ગરીબ ખેડુતોની સ્ત્રીઓ એને મોટા ઘરનું માણસ સમજી તેની સાથે હળવા ભળવામાં સંકોચ કરતી. વળી પોલિસના લોકો પણ એને સારી રીતે ઓળખતા હતા. તેથી આવાં અનેક કારણોને લીધે કેથેરાઇનને પોતાના પહેરવેશમાં ફેરફાર કરવો પડયો. તેણે પોતાનાં કિંમતી વસ્ત્રો ઉતારી નાખીને ખેડુતોનાં હાથકંતામણુ અને હાથવણાટનાં જાડાં ઉની વસ્ત્રો પહેર્યાં. એ જાડાં વસ્ત્રોથી કેથેરાઇનની શોભામાં ઓરજ વધારો થયો. વસ્ત્રો બદલવા છતાં પણ જે સ્વાભાવિક રૂપસૌંદર્ય, જે દૂર કરવું હતું તે કારણુ તો જેમનું તેમજ રહ્યું. છેવટે કેથેરાઇને પોતાના સુકોમળ, સુંદર મુખમંડલપર અને હાથને તેજાબ લગાડીને તે અંગોને બની શકે એટલાં ડાઘડુઘવાળાં કરી મૂકયાં. એમ કહેવાય છે કે ગરીબ ખેડુતોમાં છૂટથી હળીમળી શકાય એટલા માટે કેથેરાઇનની પેઠે બીજા પણ લગભગ બે હજાર કાર્યકર્તાઓએ પોતાના ચ્હેરાઓ આવી રીતે ખરાબ કર્યા અને પોતાના કાર્યનો પ્રારંભ કર્યો. કેથેરાઇન કેવી રીતે કામ કરતી હતી તે તેના પોતાનાજ શબ્દોમાં નીચે લખ્યું છે.

" આખો દિવસ શારીરિક મજુરીનું સખત કામ હું કરતી અને રાતે મારૂં મૂળ મહત્ત્વનું કાર્ય કરતી. મારૂં રહેવાનું મકાન કાચા ચણુતરનું હતું અને તે હું ઉભી રહી શકું એટલુંજ ઉચું હતું. એના ઉપર ઘાસની છત હતી. મારૂં એ ઘર સ્ત્રી પુરૂષો અને બાળકોથી હમ્મેશાં ભરેલું રહેતું. જે ખેડુતના ઘરમાં હું રહેતી હતી તે ઘણો બહાદૂર અને દઢ દેશભક્ત હતો. તેની મારફત દશ બાર બીજા પણ દઢ દેશભકત પુરૂષો મારી સાથે ભળ્યા. એ લોકો સાયબીરિયાનાં કેદખાનાંઓથી અને ચાબકાના મારથી કદિ પણ ડરે તેવા નહોતા. તેઓને હું દેશનો ઇતિહાસ

સંભળાવતી, મનુષ્યોના અધિકાર સમજાવતી અને સ્વતંત્રતાનો સંદેશો કહેતી. તેઓ કેવી પ્રેમ–ભક્તિથી એ બધું સાંભળતા, એ તો નજરે જોનાર જ સમજી શકે. લગભગ ૩૬ પ્રાન્તોમાં તરતજ સ્વતંત્રતાની લહેર ફેલાઈ લઇ. બધા લોકો પોતાના અધિકારથી અને સરકારના પ્રપંચથી પરિચિત થઈ ગયા."

આ પ્રમાણે દેશહિતૈષી દલનું સંગઠન બહુ જોરથી થવા માંડયું. સ્ત્રીઓએ પોતાનાં ઘરેણાં અને કિંમતી વસ્ત્રો વેચીને ઉઘરાણું એકઠું કરવા માંડયું. ગામડે ગામડે પ્રચારકો મોકલવા માંડયા. કૈથેરાઇનની સાથે એ ગામડાંઓમાં અનેકવાર વિશ્વાસઘાત પણ થયો; એથી એ શહેરમાં પાછી આવી, છતાં ત્યાં પણ એ બચવા ન પામી અને આખરે કેદ પકડાઇ.

કૈથેરાઈન લખે છે કે "એ મારી સાયબીરિયાની પહેલી તૈયારી હતી. જેલમાં એક અંધારી કોટડી હતી; જેમાં બે માણસો મારા પહેલાંજ નરક-યાતના ભોગવતા હતા, તેમાં મને પણ પૂરવામાં આવી." એ નીચે ઉતરી કે તરતજ પાછળથી દરવાજો બંધ કરી દેવામાં આવ્યો. અંદર તો ઘોર અંધકાર હતો. કૈથેરાઇને આગળ પગ મૂકયો તો ત્યાં કોઈનાં મલમૂત્ર પડયાં હતાં તેથી પગ લપસી પડયો, પણ જેમતેમ કરીને પડતી બચી ગઇ. દુર્ગંધથી માથું ફરી જતું હતું. છેવટે માથું પકડીને એક બાજુ થોડું ઘાસ પડયું હતું ત્યાં તે બેસી ગઇ. ત્યાં બેસતાં વેંતજ પીઠપર જોરથી કાંઇક કરડયું. તેના દુઃખથી વ્યાકુલ થઇને કૈથેરાઈન ઉભી થઇ ગઇ. વિચાર કરવાથી અને હાથ ફેલાવીને જોવાથી માલમ પડયું કે ભીંત તો ભેજથી અત્યંત તરબોળ હતી; તેથી ડાંસ અને મચ્છરોનું ત્યાં પૂરૂં સામ્રાજ્ય હતું. પોતાના રાજ્યમાં કોઇને આવતું જોતાંજ તેઓ પોતાના ભીષણ દંશથી આવનાર ઉપર હુમલો કરતાં હતાં. બીજીવાર બેસી જવાની કૈથેરાઇનની હિંમત ન ચાલી; આખી રાત તેણે અંધારી કોટડીની વચમાં ઉભે ઉભેજ વ્યતીત કરી.

થોડા સમયમાંજ કૈથેરાઇનને એ અંધારી કોટડીમાંથી બહાર કહાડી

સેંટપિટર્સબર્ગની જેલમાં મોકલી દીધી. ત્યાં પણ કુથેરાઇનને એક ૯ ફુ લાંબી, ૫ ફૂટ પહોળી અને ૭ ફૂટ ઉંચી ઓરડીમાં કેદ કરી. રાત્રિ વખત હતો, કુથેરાઇન સૂતી સૂતી વિચાર કરતી હતી કે, ગમે તેટ દુઃખ વેઠવાં પડે પણ આપણું કામ તો આપણે અવશ્ય શરૂજ રાખ જોઇએ. આવા વિચારોમાં એ મશગુલ હતી એટલામાં એણે કોઇ અવાજ સાંભળ્યો, જેથી ચમકીને બેઠી થઈ ગઇ.

જે જેલમાં કુથેરાઇન કેદ હતી ત્યાં ૧૦૦ કરતાં પણ વિશેષ રાજ પ્રકરણી કેદીઓ અગાઉના પુરેલા હતા. એ લોકોને જો કે જુદા જુ રાખવામાં આવ્યા હતા, તોપણ તેઓએ ત્યાં એક જાતીય સંસ્થ ઉઘાડી હતી; જેમાં બધું કામ માત્ર સંકેત—ઇસારાદ્વારા થતું. એ સંસ્થ ના બધા સભાસદોએ જ્યારે તેઓ બહાર હતા ત્યારથીજ નિશાનીએ (સંકેતો)નો અભ્યાસ કરી રાખ્યો હતો. કુથેરાઇન જ્યારે મૉસ્કોમાં હત ત્યારે એણે પણ એ સંકેતોનો એકવાર અભ્યાસ કર્યો હતો; પ અત્યારે તે બરોબર યાદ નહોતા. રાતને વખતે એવો સંકેત સાંભળી કુથેરાઇન ચમકી પડી. એટલામાં ચોકીદારના આવવાનો અવાજ સંભ ળાયો એટલે સંકેત બંધ થયો; પણ ચોકીદારના જતાં વેંતજ પા ટક, ટક, ટક, સંભળાવા માંડયું. રૂસની ભાષામાં બધા મળીને ૩ પાંત્રીસ અક્ષર છે. કુથેરાઇને ક્રમશઃ એનો અભ્યાસ કરી લીધો. પોતા ઉપરના કેસની રાહ જોવામાંજ કુથેરાઇનને આ જેલમાં બે વર્ષ રહે પડયું. એ અરસામાં આ સાંકેતિક ભાષાનો એણે સારી રીતે અભ્યા કરી લીધો અને પોતાના સાથીઓ સાથે તારની પેઠે વાતચીત કર શીખી ગઇ. પ્રત્યેક કેદીના ઓરડામાં લોખંડના નળ હતા, તેની માર આ તારખાતાનું કામ ચાલતું. આ જેલમાં હંમેશાં અત્યંત કરૂણાજ સમાચાર મળતા હતા. જેલનાં સંકટોને લીધે ઘણાઓને તો ક્ષય જે ભયંકર દરદો લાગુ પડયાં. કોઇએ દુઃખમાંથી છુટવા આપઘાત કર્યો, કે ગાંડા થઈ ગયા. આવા આવા સમાચાર સાંભળવા છતાં પણ બધા ર

બીજાને આશ્વાસન અને સાહસ આપતા. નાની નાની ઉમ્મરની છોકરીઓ પોતાના ઉપર ગુજરેલા, પહાડ જેવા હૃદયને પણ દ્રવીભૂત કરે તેવા જુલમોના તાર મારફત સંદેશા મોકલતી અને કહેતી કે, સાક્ષી આપવા અને બીજાઓનાં નામ બતાવવા માટે તેઓને કઠોર સજા ભોગવવી પડે છે; ત્યારે એમને બધા એમ કહીને સાન્ત્વન આપતા કે દેશભક્ત પુરૂષનું કદાચિત્ જીવતાંજ કોઇ કાળજું કાપી જાય, તોપણ તેણે હસ્યા કરવું જોઇએ. આવી રીતે સુકુમાર બાલિકાઓ હમ્મેશાં એ આતતાયીઓના અત્યાચારો ઉત્સાહપૂર્વક સહન કરતી અને પોતાના પણમાંથી રતિભર પણ ચલિત થતી નહિ.

અંતે તેમનો પણ સમય બદલાયો અને ઇ. સ. ૧૮૭૮ માં આ પ્રચારકોનો ચુકાદો થવા માંડ્યો. બધા કેદીઓમાંથી લગભગ ૧૮૦ તો મરી કે ગાંડા બની ગયા હતા; અને ૧૯૩ બાકી રહ્યા હતા તેમના કેસ આજ બે વર્ષ પછી કૉર્ટમાં ન્યાય માટે લાવવામાં આવ્યા. ન્યાયનુ નાટક તો શરૂ થઇને તરતજ સમાપ્ત થયું. છ માણસ સરકારના અને એક ખેડુતનો પ્રતિનિધિ એમ એકંદર સાત માણસોના પાંચ (જયૂરી)ની આગળ કેસ ચાલવા માંડ્યો. કેથેરાઇનને સખત મજૂરીવાળી દેશનિકાલની સજા થઇ અને એણે ન્યાયના નાટકમાં હોવા છતાં એ ન્યાયની વિરૂદ્ધ હીલચાલ કરી હતી તેથી તેની સજામાં ૫ વર્ષનો વધારો થયો.

સાયબીરિયાનું નામ સાંભળતાંજ કાળજામાં કારી ઘા વાગે તેવું હતું, તેમાં વળી સખત મજૂરી સાથેની સજાનું તો કહેવું જ શું ! કારેલું ને વળી લીમડે ચડયું ! કેથેરાઇનની આંખો સામે સાયબીરિયાની જેલોના રોમાંચકારી દશ્યો એક પછી એક આવવા માંડયાં; પરન્તુ એ વીરનારી એથી કિંચિત પણ વિચલિત ન થઈ. સાયબીરિયાના એવા નિરાશાપૂર્ણ સ્મશાન જેવા માર્ગને પોતાની ઇષ્ટસિદ્ધિનો માર્ગ માનીને અત્યંત ઉલ્લાસ અને દૃઢતાથી ત્યાં જવા તે તૈયાર થઇ. મચ્છરો અને ઝેરી જંતુઓથી ભરેલાં, ક્ષય અને વિષમજ્વરવાળાં કેદખાનાંમાં, આખા દિવસની મુસા-

ફરીથી થાકીને લોથ થઈ રાતો ગાળતાં ગાળતાં, આખરે કૅથેરાઇન કૈરાની જેલમાં પહોંચી. ત્યાં દશ મહિના રહ્યા પછી પાસેજ જંગલી લોકોનાં રહેઠાણોમાં તેને મોકલી દેવામાં આવી. ફેબ્રુઆરી માસમાં એ ત્યાં પહોંચી; છતાં તે વખતે પણ ત્યાં શૂન્ય કરતાં ૪૫ ડિગ્રી પારો ઓછો હતો.

અહીં કૅથેરાઇને જેમ તેમ કરી બે વર્ષ ગાળ્યાં; એટલામાં લાગ મળવાથી બીજા ત્રણ કેદીઓની સાથે કૅથેરાઇન ત્યાંથી નાસી છૂટી. લગભગ ૬૦૦ માઇલ સુધી એ છાની છાની ભાગી નિકળી, છતાં છેવટે તો તે પકડાઇ ગઇ. એ નાસી છૂટવામાં એ ચારે ભાગી છૂટેલાંઓએ કેવાં કેવાં સંકટો સહન કર્યાં છે, તેનું વર્ણન કરવું અશક્ય છે. લગભગ બધા દિવસો અન્નજળ વિના ભૂખ્યાજ કહાડવા પડયા હતા. તે પકડાઇ એટલે પાછી એને કૈરાની કેદમાં લઇ ગયા અને ૪૦ સોટીઓનો માર એના સુકોમલ દેહપર પડયો. જે સમયમાં કૅથેરાઇન કૈરાની જેલમાં હતી તે વખતે સ્ત્રીઓનું ઝેર ખાવું, અપવાસ કરવા, આઠ રાજનૈતિક કેદીઓનું ભાગી જવું અને પાછા પકડાવું ઇત્યાદિ અનેક ભયંકર ઘટનાઓ બની હતી. મિ. કેનનને ત્યાંજ એની મુલાકાત થઇ હતી. પોતાની ૨૩ વર્ષની કઠોરમાં કઠોર સજામાંનાં સાત વર્ષ કૅથેરાઇને આ જેલમાં ગાળ્યાં. એણે પોતે લખ્યું છે કે, " પહેલું તો શરદી અત્યંત હતી; શૂન્ય કરતાં ૨૦ થી ૫૦ ડિગ્રી પારો નીચો રહેતો હતો. કોઇ માણસનું તો મોંસરખું પણ જોવા નહોતું મળતું. કોઇ દેશી સજ્જન એકાદ દિવસને માટે ત્યાં, મુસાફરી કરતાં રસ્તામાં રહી જતો તે સિવાય એ સ્થાન હમ્મેશાં નિર્જનજ હતું."

એ સાત વર્ષ પછી કૅથેરાઇનને સાયબીરિયાની ઇરકુટુસ્ક નામની જગ્યામાં રાખવામાં આવી હતી; અને ત્યાર પછી બે ચાર નાનાં નાનાં ઠેકાણામાં રાખીને છેવટે ઇ. સ. ૧૮૯૬ ના સપ્ટેમ્બર માસમાં સ્વદેશમાં પાછા જવાની છુટી તેને મળી.

રૂશિયાની સરકારે તો એમજ માની લીધું હતું કે એક સ્ત્રીને સીધી

કરવા માટે ૨૩ વર્ષની કઠોર યાતના ઘણીજ થશે, પણ તેમાં તેની ભૂલ હતી. સરકારને પણ ખબર પડી. લોખંડને ભઠ્ઠીમાં તપાવી, ટીપીને વાળી શકાય છે; પરન્તુ મનુષ્યની ઇચ્છા, અને તેમાં પણ જે ઇચ્છાનું લક્ષ્ય સ્વતંત્રતા, ન્યાય અને મનુષ્યતાની રક્ષા જેવું અત્યંત ઉચ્ચ હોય તેવી ઇચ્છા કઠોર યાતનાથી દબાવવા જતાં ઉલટી બમણા વેગથી ઉછળી ઉઠે છે. કૂથેરાઇન જયારે પોતાને દેશ પાછી ફરી ત્યારે દેશની સ્થિતિ અત્યંત ફરી ગઇ હતી. એના સેંકડો સાથીઓ સાયબીરિયામાં પડયા પડયા પોતાનું જીવન વ્યતીત કરતા, મોતની રાહ જોતા હતા. એકે એક કરીને લગભગ બધા દેશનેતાઓને જેલમાં પૂરવામાં આવ્યા હતા. ચારે બાજૂ દમનનીતિ પ્રચંડપણે ચાલી રહી હતી; છતાં પણ દેશભક્તિની લહેરમાં કોઇ પણ જાતની ક્ષતિ નહોતી. નવયુવકો જૂના અનુભવી લોકોની જગ્યાઓ સંભાળી લઇને નેતાઓના બતાવેલા માર્ગ પ્રમાણે અધિક વેગથી કાર્ય કર્યે જતા હતા. અનેક મંડળો સ્થાપિત થયાં હતાં અને એ બધાં પોતપોતાના ધોરણ પ્રમાણે જીવતોડ મહેનત કરતાં હતાં. કૂથેરાઇન એ નવયુવકોનો સંગ કેવી રીતે છોડી શકે ? એને જો કે પોતાના કાર્યના પરિણામની પૂરેપૂરી ખબર હતી છતાં દેશોદ્ધારની મસ્તીમાં કર્તવ્યપાલન કરવાનો મૂલસિદ્ધાન્ત તેણે રાખી લીધો હતો. પછી ફ્લ કે પરિણામ સાથે એને લેવાદેવા જ શાને હોય ? આવતાં વેંતજ કૂથેરાઇને એ ચાલુ પ્રવાહમાં વેગ પૂર્યો. પછી તો કહેવું શું ? એ વેગને લીધે કાર્યમાં અત્યંત નવું બળ આવ્યું. ઠેક ઠેકાણે જઇને કૂથેરાઇને ગુપ્ત સભાના સંગઠનનું કામ શરૂ કરી દીધું. ગુપ્ત સાંકેતિક ભાષાનો પ્રચાર કર્યો અને જેમ બને તેમ યુવકવર્ગને દેશભક્તિ માટે ઉત્તેજિત કર્યો. એણે પોતેજ લખ્યું છે કે છ વર્ષ સુધી રેલ્વેનો ડબો મારૂં ઘર હતું. કોઇ કોઇવાર કલરવ કરતી નદીઓપર ઝૂલતી નૌકાઓજ એનો સભામંડપ બનતી હતી, કે જ્યાં તારામંડલ સિવાય એને બીજું કોઈ દેખી શકતું નહોતું. કોઇવાર નિર્જન સ્થાન, તો કોઈવાર એકાંતવાસી ખેડુતોની ઝુંપડીઓ અને અરણ્યોમાં સભાઓની બેઠકો થતી.

એવે ઠેકાણે લોકો પહેલેથીજ ગોઠવણ કરી રાખતા. કૅથેરાઇન ત્યાં ગુપ્ત-રીતે પહોંચી જતી અને વ્યાખ્યાન આપીને વળી બીજે ઠેકાણે ચાલી જતી. પોલિસના લોકો એને પકડવાને માટે પુરેપુરી મહેનત કરતા, પણ કૅથેરાઇન કાંઇ જેવી તેવી વીરાંગના નહોતી; અનેક વાર કટાકટીને વખતે પણ પોલિસની આંખો આંજીને ગુપ ચૂપ નાસી છૂટતી.

આવી રીતે ૭ સાત વર્ષ સુધી દેશમાં કામ કર્યા પછી બીજા દેશમાં પ્રચાર કરવો આવશ્યક જણાતાં ઇ. સ. ૧૯૦૪માં તે અમેરિકા ગઇ. ત્યાં જાહેર રીતે એણે રૂશિયાની સ્થિતિ અને ઝારના અત્યાચારોના સંબંધમાં વ્યાખ્યાન દેવા માંડ્યાં. એને સાંભળવા માટે લોકોની અત્યંત ભીડ થતી. એનાં દર્શન કરવા લોકો અત્યંત જિજ્ઞાસાપૂર્વક દોડાદોડ કરી મૂકતા. જ્યાં જ્યાં એ જતી ત્યાં એનું અત્યંત સ્વાગત થતું. એ પ્રવાસમાં દેશનિવાસીઓની સહાયતાને માટે એણે હજારો ડોલર ભેગા કર્યા; અને દ્રવ્યના કરતાં વિદેશીઓનું રૂશિયા તરફ લક્ષ ખેંચવાનું અધિક મહત્ત્વનું કાર્ય એણે બહુ ઠીક બજાવ્યું. ઇ. સ. ૧૯૦૫માં યૂરોપમાં ફરતી ફરતી એ પોતાને દેશ પહોંચી.

તે વખતે એની ઉમ્મર ૬૪ વર્ષની હતી. વૃદ્ધાવસ્થાની જરા પણ ફિકર ન કરતાં, એણે ફરી પાછું સ્વદેશમાં જઇને રૂશિયાના સરકારના ક્રોધનો અનુભવ કરવાનો વિચાર કર્યો. આવી રીતે જાણી જોઇને વાઘના મોંમાં પ્રવેશ કરવાનું કામ, વાંચકોને કદાચિત અનુચિત અને બુદ્ધિ-શૂન્ય લાગશે; પણ તેઓએ જાણવું જોઇએ કે, સંસારના અસાધારણ આત્માઓજ ઇતિહાસનાં પૃષ્ઠોને અસાધારણ રંગથી રંગી શકે છે. સંસારમાં પ્રેમનું આકર્ષણ મૃત્યુના ભય કરતાં અનેકગણું વિશેષ છે. કૅથેરાઇનનો આત્મા આપણ સામાન્ય માનવોના જેવો સાધારણ નહતો. એનો એવો આત્મા હતો કે જેને સંસારની અલૌકિક શક્તિઓ અને કાલની પ્રગતિ કોઇપણ પ્રકારે દુર્બલ ન બનાવી શકે. ખરેખર, આવાં હૃદયો કોઈ ખાસ દેશ કે જાતિનાજ રત્નરૂપ નથી હોતાં, કિન્તુ સમસ્ત સંસારની અલૌકિક શક્તિના ફલરૂપ હોય છે.



# स्वराज्यनुं मूल्य.*

## १.

અસહયોગ આન્દોલનના વિશુદ્ધ વાતાવરણે કોના આત્માને નહિ પવિત્ર કર્યો હોય ? ક્યા નિર્માલ્ય મનને નહિ જાગૃત કર્યું હોય ? એની મનોહર સુગંધે કોના મનોમૃગને મુગ્ધ કરીને ગાંડો નહિ બનાવ્યો હોય ? ધનિક, અમીર, ગરીબ, બાલક, વૃદ્ધ, યુવક, સ્ત્રી, પુરૂષ, બધાંજ અસહયોગના રંગમાં રંગાઇ ચૂક્યાં છે. તન, મન, ધન, જનનું ભાન ભૂલીને શ્રી આનન્દકન્દના સ્વરમાં સ્વર મેળવી સર્વ કોઇએ એનાંજ ગીત ગાવા માંડયાં છે.

સેંકડો વર્ષોથી સૂતેલું ભારતવર્ષ હવે જાગી ઉઠયું છે. આપણે પણ મનુષ્ય છીએ અને આપણો પણ કુદરતી હક્ક કાંઇક છે; પોતાના અભીષ્ટની સિદ્ધિને માટેજ બીજાઓએ એ નૈસર્ગિક અધિકારથી આપણને અત્યાર સુધી દૂર રાખ્યા છે, અને આપણા એ જન્મસિદ્ધ અધિકાર એઓની પાસેથી પ્રાપ્ત કરી લેવા એ આપણું પરમ પ્રધાન કર્તવ્ય છે એવી હવે ભારતવાસીઓને સમજણ આવી છે; છતાં હજુએ કેટલાએક લોક એવા છે કે જેઓ એ પરમ પવિત્ર મંત્રની દીક્ષા લેતાં સંકોચાય છે, એનો સ્વીકાર કરતાં આનાકાની કરે છે. એવાઓને આ અહિંસાત્મક સિદ્ધાન્ત હજી જોઇએ તેવો ગળે ઉતરતો નથી.

* હિન્દી ગલ્પમાલામાં મૂળ લેખક શ્રીયુત છબિનાથ પાંડેય બી. એ. એલ. એલ. બી.

૨

ઠાકુર વીરસિંહ હરિહરપુરના સુવિખ્યાત જાગીરદાર છે. તેઓ ઉદારચિત્ત અને દેશપ્રેમી છે. કોંગ્રેસના સિદ્ધાન્તોને તેઓ માને છે; પણ આજકાલ ચિત્તની સ્થિતિ જરા ડામાડોલ છે. કર્તવ્યવિમૂઢ જેવી દશામાં મુંઝાતા મુંઝાતા એક વખત તેઓ એકલા ઓરડામાં બેસી વિચાર કરતા હતા, એટલામાં એમનાં પત્ની સુશીલાએ ત્યાં આવીને કહ્યું:—

" તમે કંઈ સાંભળ્યું ? ઠાકુર રણધીરસિંહ પકડાયા. કૉંગ્રેસ કમીટીના કાર્યાલયની જડતી લઇ બધા કાગળપત્રો લઈ ગયા. મંત્રી અને પ્રમુખ બન્નેને પકડી ગયા. આજ સાંજે નવી ચૂંટણી થશે. "

વીરસિંહ:–( જરા ચિંતાગ્રસ્ત ચ્હેરે ) હા, સાંભળ્યું તો છે કે કૉંગ્રેસ કમીટીનો કાગળ આવ્યો છે.

સુશીલા:–પણ એમાં ચિન્તા કરવા જેવું શું છે આટલું બધું ?

વીરસિંહ:–લોકોનો વિચાર મને મંત્રી બનાવવાનો છે.'

સુશીલા:—તો એમાં શું બગડી જાય તેમ છે ? વહેલું મોડું કોઇ દિવસ તો થવુંજ પડશે. આજ નહિ તો ચાર દહાડા પછી એ તો થવાનું છે; અને સાહસ તથા ત્યાગ વિના કોઇ પણ મહત્ત્વનું કાર્ય સિદ્ધ થાય ખરૂં ? દેશને સ્વતંત્ર કરવાનો જો સંકલ્પ હોય તો બધી આપત્તિઓ વહોરવી જોઇએ.

પત્નીની આવી ઉત્તેજનાપૂર્ણ વાતો વીરસિંહે ચૂપચાપ સાંભળી લીધી.

૩

આજ ચારે કોર હોહાકાર થઈ રહ્યો છે; કૉર્ટમાં જોનારાઓની ભીડ જામી છે. જ્યાં જોઇએ ત્યાં કૉંગ્રેસના નવા મંત્રી ઠાકુર વીરસિંહના કેસની ચર્ચા સંભળાય છે; કારણ કે આજ તેઓ પણ પકડાયા છે.

કૉર્ટનું કામકાજ શરૂ થયું. મુકદમો ચાલવા માંડયો. હાથકડીબંધ ઠાકુર સાહેબને પાંજરામાં લાવવામાં આવ્યા. એમના ચ્હેરાપર પ્રકાશ હતો; ચિત્ત પ્રસન્ન હતું; પ્રકૃતિ શાન્ત દેખાતી હતી.

ન્યાયાધીશે પૂછ્યું:–તમારે આ આરોપની વિરૂદ્ધ કાંઇ કહેવું છે ?

ઠાકુર સાહેબઃ—હું આ કૉર્ટનેજ માનતો નથી. જે સરકાર ન્યાયપર કુઠારાઘાત કરી રહી છે, એનો નાશ કરવો એને અમે અમારો ધર્મ માનીએ છીએ.

વકીલો બધા ઝાંખાજ પડી ગયા. એ તો બિચારા સુશીલાદેવીને એમ સમજાવતા હતા કે, ઠાકુર સાહેબ છૂટી જાય તેમ છે. આરોપમાં કાંઇ દમ જેવું નથી, બચાવ કરવા દ્યો; પણ સુશીલાદેવી કોઇ પણ રીતે એ વાત માનતી નહોતી. હવે ઠાકુર સાહેબના શબ્દોથી તો થોડી ઘણી આશા કેટલાકોને હતી, તે પણ નિર્મૂળ થઇ.

જજ સાહેબઃ-તમને બે વર્ષની સાદી કેદના સજા કરવામાં આવે છે.

ઠાકુર સાહેબે એનો સહર્ષ સ્વીકાર કર્યો; પત્નીએ આગળ આવી વિજયમાળ પહેરાવી; બધા એક સ્વરથી ગાજી ઉઠયા "વીરમાતાકી જય!"

૪

સાયંકાલનો સમય છે. સુશીલાદેવી પોતાના ઓરડામાં બેઠી બેઠી એકાગ્રચિત્તથી કાંઇક વિચાર કરતી હતી; એટલામાં એક સ્ત્રીએ ઘરમાં આવીને પૂછ્યું:—બ્હેન, કહો, હવે શું કરીશું? જમીન તો બધી હરરાજ થઇ ગઇ, ને બીજી પણ કાંઇ આવક નથી!

સુશીલાઃ—એની તો મને જરાએ ચિન્તા નથી. હું તો એમ વિચાર કરૂં છું કે કૉંગ્રેસનો ભાર હવે કોણ ઉપાડશે? કારણ કે વીરેન્દ્ર પણ આજ પકડાયો.

એટલામાંજ એક તાર આવ્યો; તેમાં એવી ખબર હતી કે ઠાકુર વીરસિંહ શ્યામનગરની જેલમાં સખત માંદા છે. વિષૂચિકાના રોગથી પીડાય છે; જીવવાની ભાગ્યેજ આશા જણાય છે.

સુશીલાએ તાર વાંચીને બાજૂપર મૂકી દીધો; એટલામાં એના પરમ-હિતૈષી વકીલ દીનદયાલ આવી પહોંચ્યા. એમણે બહુએ સમજાવવા માંડયું કે આપણા પુત્ર વીરેન્દ્ર પાસે માફી મંગાવો; એને છોડી દેશે; છેવટે ઘર સંભાળનાર તો કોઇ જોઇએ.

પણ સુશીલાએ તો આવો જ ઉત્તર આપ્યો કે, હું અસહયોગ આંદોલનના નામને કલંકિત નહિ કરૂં. મારાથી આવું પાપકર્મ નહિ થાય.

વકીલ સાહેબ બિચારા ઘેર ચાલ્યા ગયા.

૫.

વીરેન્દ્રનો કેસ હજુ કોર્ટમાં ચાલવાની તૈયારીમાં હતો; એટલામાં શ્યામનગરથી બીજો તાર આવ્યો કે રાતના બાર વાગતાં ઠાકુર વીરસિંહે વિષૂચિકાના રોગથી પ્રાણત્યાગ કર્યો.

આ દુઃખદ સમાચાર સાંભળી સૌની આસપાસ જાણે અંધકાર ફેલાઈ રહ્યો. ચ્હેરાપર ઉદાસીનતા છવાઇ ગઈ.

જજને પણ બહુ દુઃખ થયું. તેણે કહ્યું:—શ્રીમતી ! તમારી અસહાય અવસ્થા જોઇને મને બહુ દુઃખ થાય છે. તમારૂં ઘર સંભાળનાર બીજું કોઇ નથી. તમારા અંતઃકરણમાં બહુ દુઃખ થતું હશે. તમે તમારા પુત્રને કહો કે માફી માગી લે; હું એને છોડી દઇશ.

સુશીલાઃ—મારે શેનું દુઃખ છે ? અનેક માતાઓ પોતાના પ્રાણધનનો માતૃભૂમિને માટે ભોગ આપે છે. અનેક વીર રમણીઓએ પોતાના પ્રાણપતિઓને સ્વરાજ્યની વેદી ઉપર બલિદાન થવા માટે સહર્ષ વિદાય કર્યા છે. પ્રત્યેક યુગના ઇતિહાસમાં એમજ બનતું આવ્યું છે. વીરમાતાઓ અને વીરપત્નીઓએ પોતાના પ્રાણપુત્રો અને પ્રાણપતિઓનું બલિદાન આપીને દેશને સ્વતંત્રતાના નિર્મલ પ્રકાશમાં આણ્યો છે. એજ સ્વરાજ્યનું મૂલ્ય છે. આજ હું મારા પ્રિયપતિને માતૃભૂમિને માટે સ્વર્ગ પાઠવીને અને મારા એકના એક પુત્રને માતૃભૂમિના ઉદ્ધાર માટે શ્રીકૃષ્ણચંદ્રના પવિત્ર જન્મસ્થાન જેલમાં મોકલીને અત્યંત સુખી થઈ છું.

સુશીલાદેવીનું આવું અનુપમ ધૈર્ય અને સાહસ જોઇને જજ સાહેબ અવાક્ થઇ ગયા. એમના હાથમાંથી કલમ સરી પડી. એમનાથી ચુકાદો ન લખાયો. એમને એમ લાગ્યું કે, જાણે કોઇ દૈવી શક્તિ એમના કાનમાં મંત્ર ફૂંકે છે કે; ખરેખર આજ સ્વરાજ્યનું મૂલ્ય છે; અને આ મૃતપ્રાય દેશ પણ એને સમજતાં શીખ્યો છે.

વાંચો અને બીજાઓને વંચાવો. સારા ગ્રંથોનો લાભ લ્યો અને લેવરાવો.

# सस्तुं साहित्य वर्धक कार्यालय

## तरफथी लोकहितार्थे, स्वल्प मूल्यमा

## नीकळलां तथा नीकळनारा

# पुस्तकोनी विगत

### ग्रंथमाळा सहित.



ખાસ સૂચના—સુખ અને ઉન્નતિના સાધનરૂપ સદ્ગ્રંથો અન્ય સર્વ પદાર્થો કરતાં વધારે ઇચ્છવા યોગ્ય, સેવવા યોગ્ય અને વારસામાં, પહેરામણીમાં, દાનમાં, ભેટમાં, તેમજ લહાણીમાં આપવા યોગ્ય છે. આ સૂચિપત્રમાંનાં ઘણાં ખરાં પુસ્તકો આગલા સસ્તા વખતનાં હોઇને શિલકમાં પણ હવે તે વધારે નહિ છતાં હજી તે આગલાજ મૂલ્યે અપાય છે. એ પુસ્તકોની પૃષ્ઠસંખ્યા ઉપરથી જ વાંચનારને જણાઇ રહેશે હવે મોંઘારત થયા પછીથી આ સંસ્થાને જે મૂલ્ય રાખવું પડે છે; તેના કરતાં એ પુસ્તકોનું મૂલ્ય કેટલું બધું ઓછું છે; અને તે ખલાસ થઇ ફરીથી છપાતાં તેનું મૂલ્ય બેવડાથી ઓછું તો ભાગ્યેજ આવવાનું.

## सस्तुं साहित्य वर्धक कार्यालय.

अमदावादमां—त्रणदरवाजा बहार, नवीने रस्ते, सेशन कोर्ट पासे.

मुंबइमां—कालबादेवी रोड, हाथी बिल्डींग, त्रीजो माळ, सवारे ७ थी १०

# ग्रंथ सेवननो महिमा

**પ્રાથમિક બે શબ્દ.**

એક વિદ્વાન ઠીકજ કહે છે કે "આપણા લોકોને વાંચવાનો શોખ ઓછો છે; અને તેથી એક ગૃહસ્થમાં જેટલુ બહુશ્રુતપણું હોવું જોઇએ તેટલું ઘણાખરા ગૃહસ્થોમાં જણાતું નથી. આ અજ્ઞાનપણાનું પરિણામ જે થવાનું હતું તે આપણા લોકોપર થયું છેજ."

કેટલાક એવું સમજનારા પણ પડયા છે કે 'પુસ્તકો વાંચવાં સાંભળવાં એ તો નવરાઓનુંજ કામ!' પરંતુ ખરૂં જોતાં તો નવરાઓ કરતાં પ્રવૃત્તિવાળાઓનેજ તેના સેવનની જરૂર વધારે છે. શ્રેષ્ઠજનો, સાત્વિક સ્થળો, એકાંત અને આંતરિક અભ્યાસ ઇત્યાદિ અધિક ઉપકારક સાધનો સેવવાનું નિવૃત્તિવાળાઓ માટે વધારે શકય હોવાથી તેઓ તો ગ્રંથો વિના પણ ચલવી શકે.'

શરીરના ચાલુ ઘસારાને પુરવા માટે રોજ રોજ વખત થયો કે ક્ષુધાદેવીને આહુતિ આપવીજ પડે છે; તેમ પ્રવૃત્તિપ્રધાન માનવ–હૃદયને વારંવાર જે અનેક પ્રકારનો નિકૃષ્ટ ઘસારો પહોંચે છે; તેને નિવૃત્ત કરવા તથા સત્સંસ્કારોની વૃદ્ધિ કરવા માટે પ્રવૃત્તિપરાયણ મનુષ્યોએ તો ગમે તે પ્રકારે પણ દરરોજ થોડો ઘણો સમય સજ્જનસંગમાં અથવા ગ્રંથસેવનમાં ગાળવોજ જોઇએ. એક વિદ્વાનના શબ્દોમાં કહેતાં "ઉત્તમ ગ્રંથો તેનું સેવન કરનારાઓમાં ધર્મ, નીતિ, ચાતુર્ય, પ્રતિભા, શૌર્ય, ધૈર્ય તથા પરોપકાર વૃત્તિને વિસ્તારે છે; અને જેટલે દરજ્જે એ દૈવી ગુણોની સત્તા જામે તેટલે દરજ્જે દુનિયાને પીડારૂપ આસુરી ભાવની જડ નાશ પામતી જાય છે."

આમ હોવાથી જ્ઞાન ચારિત્ર્યની ખામીને લીધે અનેક પ્રકારની દુર્દશા ભોગવી રહેલા આપણા દેશમાં જ્ઞાનચારિત્ર્યવર્ધક ગ્રંથોનો ઉપયોગ

બહુજ છુટથી થવાની તથા તેવા ગ્રંથો જેમ બને તેમ વધારે ફેલાવવાની જરૂર દેખીતીજ છે. એ જરૂર પુરી પાડવામાં યથાશક્ય ઉપયોગી થઇ ગરીબ મનુષ્યો પણ સહેલાઇથી સારાં પુસ્તકોનો લાભ લઈ શકે; તેમ કરવા માટે તે નિઃસ્વાર્થ ભાવથી અને બને તેટલી ઓછી કિંમતથી પ્રસિદ્ધ કરવાના હેતુથી આ "સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય" સ્થાપિત થયું છે. આ સંસ્થા તરફથી અત્યાર સુધીમાં શુમારે ૧૫૦ થી અધિક સદ્ગ્રંથોની આઠ લાખથી વધારે પ્રત બહાર પડી ચુકી છે અને તેના તરફથી ચાલતી "વિવિધ ગ્રંથમાળા" નાં સ્થાયી ગ્રાહક ચાર હજાર જેટલાં છે.

આ હકીકત ઉપરથી ગુજરાતમાં પ્રથમના કરતાં વાંચનનો શોખ ઠીક વધેલો કહેવાય; પરંતુ લખી વાંચી જાણનારાઓની વીશ લાખ જેટલી સંખ્યા તરફ જોતાં સમજાય છે કે હજી ઘણાખરા લોકોને આ બાબતની ખબર નથી અને હજી તેઓ ગ્રંથ સેવનની જરૂર તથા તેના ફાયદા સમજતા નથી. આમ હોવાથી એ બાબતો લોકોના લક્ષપર લાવવા માટે આ ચોપાનીયું છપાવવામાં આવ્યુ છે; અને તેમાં આ સંસ્થામાં મળી શકતાં પુસ્તકોની વિગતવાર હકીકત આપવા પૂર્વે સદ્ગ્રંથોના સેવનની જરૂર અને તેના ફાયદા દર્શાવનારૂં આ પ્રકરણ પણ આપવામાં આવ્યું છે. કે જેમાં અનેક મહાન પુરૂષો તથા વિદ્વાનોએ એ બાબત ઉપર દર્શાવેલા વિચારો અને અનુભવોના કેટલાક ઉતારા સારાંશરૂપે આપ્યા છે.

આશા છે કે દરેક વાંચક બંધુ આ ચોપાનીયું પોતાની આસપાસના બને તેટલા વધારે મનુષ્યોમાં વંચાય તેમ કરીને તેમની રૂચિ સારા વાંચન તરફ જગાડવા માટે બનતો પ્રયત્ન કરશેજ. આ પરોપકાર સહજે બને તેવો હોવા છતાં કેટલો અગત્યનો છે તે સુજ્ઞ વાચકોને સૂચવવું પડે તેમ નથી.

લખી વાંચી જાણનારા લોકોમાં ફેલાવવા સારૂ જેઓ આ ચોપાનીયાની વધુ નકલો મંગાવશે તેમને તે ઉપકાર સાથે મોકલી અપાશે.

ઋષિકેશ, ચૈત્રી પૂર્ણિમા—સં. ૧૯૭૯ **મંત્રી, સ. સા.**

## ગ્રંથસેવનની જરૂર તથા ફાયદા બતાવનારા અનેક ઉત્તમ પુરૂષોના ઉદ્‍ગારો.

**यस्यास्ति सद्ग्रन्थविमर्शभाग्यं किं तस्य शुष्कैश्चपलाविनो :**

અર્થાત્—જેના ભાગ્યમાં સારા સારા ગ્રંથો વાંચવા વિચારવાના હોય, તેના આગળ ચંચળ [illegible] શુષ્ક વિનોદ શી ગણતરીમાં છે ?

"પુસ્તકોમાં હું ગુંથાયલો રહી શકતો તેથી મને બે માસ વધારે જેલ મળત તોપણ હું કાયર નહિ થાત; એટલુંજ નહિ પણ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઉલટો વધારે સુખચેનમાં રહેત. હું માનુંછું કે જેને સારાં પુસ્તકો વાંચવાનો શોખ છે; તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઈથી વેઠી શકે છે.xxxએક પછી બીજું, એમ પુસ્તકો વાંચતાં છેવટે તમે અંતર વિચાર પણ કરી શકશો." "**મહાત્મા ગાંધીજી.**"

" તમે ગમે તેવી નવલકથાઓ અને બીજું જે આવ્યું તે વાંચવા મંડી પડો છો, પણ એવું વાંચન તો તમે જેમ થોડું વાંચો તેમજ સારૂં. ગીતાજી વાંચો, વેદાંતનાં બીજાં સારાં પુસ્તકો વાંચો; કેમકે તેની તમારે આખા જીવન સુધી જરૂર છે."   " **સ્વામી વિવેકાનંદ.** "

" ગરીબ લોકોને દરિદ્રતામાંથી બહાર ખેંચી કાઢવાની, કંગાલ લોકોને તેમનાં દુ:ખોમાંથી મુક્ત કરવાની, ભાર ઉચકનારને તેના બોજાનું વિસ્મરણ કરાવવાની અને બિમાર માણસોને તેમનું દર્દ ભૂલાવી દેવાની ગ્રંથોમાં જેટલી શક્તિ હોય છે, તેટલી શકિત ઘણું કરીને બીજી કોઈ પણ ચીજમાં હોતી નથી."

" પુસ્તકોનો સ્નેહ એ ઇશ્વરના રાજ્યમાં પહોંચવાનો પરવાનો છે."

" ખરાબ ચોપડીઓનું વાંચન એ ઝેર પીવા સમાન છે."

" મહેલાથી તથા અખૂટ ભંડારથી જે સંતોષ નહિ મળે તે સંતોષ તમને ઉત્તમ પુસ્તકોથી પ્રાપ્ત થશે."

" લીલા વનમાં ભૂખે મરનાર પશુમાં અને આટલાં આટલાં વાંચવાનાં સાધન છતાં જ્ઞાનહીન રહેનાર મનુષ્યમાં શું તફાવત ?"

" જેમ તનના પોષણાર્થે અન્ન છે, તેમ મનના પોષણાર્થે જ્ઞાન છે.

અન્નવિનાનું શરીર નિર્માલ્ય છે, તેમ જ્ઞાનવિનાનું મન પણ નિર્માલ્ય છે. એ જ્ઞાનને મેળવવાનું સર્વોપરિ સાધન વાંચન હોવાથી જે ઘરમાં સારાં પુસ્તકો નથી, તે ઘર ઘર તરીકે ગણાવા કરતાં નિર્માલ્ય તન મન-વાળાં જીવતાં મુડદાંઓને રહેવાની ઘોર તરીકે ગણાવાને વધારે લાયક છે. "

"એક વિદ્વાન કહે છે કે વાંચવાની હોંશ છોડી દેવાના બદલામાં મને કોઇ આખા હિંદુસ્તાનની સંપત્તિ આપે તોપણ તેને કદિ હું છોડું નહિ."

"સર્વ પૃથક્ પૃથક્ સંયોગોમાં મારી પાસે સુદૃઢ રીતે ઉભા રહે અને મારા સમસ્ત જીવનમાં મને સુખ અને આનંદના ઝરારૂપ નિવડે; જીવનનાં દુઃખો સામે ઢાલ રૂપ થઇ પડે; તથા ગમે તેવા પ્રતિકુળ સંયોગો તરફ પણ મને બેપરવા બનાવે; એવી કોઇ વસ્તુ પ્રભુ પાસે માગવાનો પ્રસંગ આવે તો હું ગ્રંથાવલોકનની અભિરૂચિજ માગું."

"વાંચનદ્વારા પ્રાચીન કાળના અથવા અર્વાચીન કાળના મોટા મોટા વિદ્વાનો, કવિઓ, ઇતિહાસકારો, કથાકારો, શાસ્ત્રવેત્તાઓ, તત્ત્વ-વેત્તાઓ વગેરે સાથે આપણને વાતચીત કરવાનો લાભ મળે છે. અને બીજી કોઈ પણ રીતે જે લોકો આપણને દર્શન આપી શકે નહિ; તેમની સાથે સહેજસાજ ખર્ચમાં આપણે આપણા ઘરમાં બેસીને કલાકો સુધી વાત કરી શકીએ છીએ. ફકત આપણને વાંચતાંજ આવડવું જોઇએ."

"કોઈ નવું પુસ્તક વાંચવાથી આપણે જાણે કોઇ નવા મિત્ર સાથે ગાઢો સંબંધ બાંધીએ છીએ; અને તેનું મન આપણા મન કરતાં વધારે પકવ અને વધારે ડહાપણવાળું હોવાથી આપણા જીવનના ઇતિહાસમાં આપણે માટે એક અગત્યનો રસ્તો ઉઘડે છે. કોઇ કોઇ વેળાએ તો જાણે કે એથી આપણો નવો જન્મ થયો હોય એવું થઇ પડે છે."

"સોટી અગર ચપાટ માર્યા વગર, ગુસ્સાના કે કઠોર શબ્દો કહ્યા વગર અને કપડાં કે પૈસા લીધા વગર શિક્ષણ આપવાવાળાં પુસ્તકો જ આપણા સાચા શિક્ષકો છે. એ શિક્ષકોની પાસે તમે ગમે ત્યારે જશો તોપણ તે ઉંઘતા દેખાશે નહિ; શોધક વૃત્તિથી તમે તેમને પ્રશ્ન કરશો તો તેઓ કંઇ પણ છુપાવશે નહિ; તેમનું કહેવું તમે સમજશો નહિ તોપણ તે કદિ બબડવાના

નથી; અને તમે કોઈ વાતમાં અજ્ઞાન હશો તો તે તમારી ઠેકડી કરશે નહિ; માટે જે માણુસ સત્ય સુખ, વિદ્યા અથવા પ્રમાણિકપણા માટે ઇચ્છા રાખનારો હોય, તેણે તો જરૂર પુસ્તકોનો શોખ રાખવોજ જોઇએ."

"ગ્રંથસંગ્રહ એ કલ્પવૃક્ષ છે. તેની પાસે જે માગશો તે મળશે. આજકાલ ઉત્તમોત્તમ પુસ્તકો પણ સહેલાઇથી મળે છે, એ જેવું તેવું ભાગ્ય નથી; અને તેટલા માટે આપણે ઇશ્વરનો ઘણો આભાર માનવો જોઇએ."

"પુસ્તકો આપણને તરૂણાવસ્થામાં સુમાર્ગ દેખાડે છે, વૃદ્ધાવસ્થામાં મનરંજન કરે છે અને ઉદાસીને વખતે સમાધાન કરીને આપણું જીવન આપણને નકામું લાગવા દેતાં નથી. તે આપણી ચિંતા દૂર કરે છે, ક્રોધાદિ વૃત્તિઓને શાંત કરે છે અને નિરાશાનો નાશ કરે છે."

"ઉત્તમ પુસ્તકો, એ રૂડાં વચનો અને સુવર્ણમય વિચારોનો ભંડાર છે. અને એ વચનોનું સ્મરણ રાખીને તેમને પોષવાથી તેઓ આપણા હમ્મેશના સોબતીઓ અને દિલાસો દેનાર થઇ પડે છે."

"એક સારૂં પુસ્તક તે આપણો ઘણા ધૈર્યવાળો અને હસમુખો મિત્ર છે. આપણા ઉપર આફત કે દુઃખ આવે તે વેળાએ એ પોતાનો વાંસો ફેરવી ચાલ્યો જતો નથી. જેમ જુવાનીમાં તે આપણને ગમ્મત ને જ્ઞાન આપે છે; તેમ વૃદ્ધાવસ્થામાં તે ધૈર્ય અને દિલાસો દે છે."

"ગ્રંથોને વાચા નહિ છતાં તે મુશ્કેલીની વખતે કિંમતી સલાહ આપે છે; અને હાથ નહિ છતાં તે દુઃખી જનોનાં આંસુઓ લુંછે છે."

"ગ્રંથો ગોઠવી રાખ્યા હોય એવી ઓરડીમાં ગયા પછી તમે તેને હાથ નહિ લગાડો તો તે ગ્રંથોજ માનસ વાણીથી તમને કહેશે કે, "અમારામાં પુષ્કળ જ્ઞાન ભર્યું છે તે લ્યો અને તેનો ઉપયોગ કરો, એટલે તમારૂં કલ્યાણ થશે." શું આ માનસ વાણી ઓછી કિંમતી છે."

"ગ્લૅડ્સ્ટનને ગ્રંથોનો ઘણો શોખ હતો. એમ કહેવાય છે કે, ગમે તે એક પુસ્તક તો હમ્મેશાં તેમની પાસે રહેતુંજ. તેમને મળવા જનાર–આવનાર કોઈ પણ માણસે તેમની પાસે પુસ્તક ન જોયું હોય એમ કદિ પણ બન્યું નથી. પાર્લામેન્ટમાં જવા પહેલાં થોડો સમય મળી

ગયો તો તે સમયે તેઓ પુસ્તક વાંચતા જણાતા; એટલુંજ નહિ પરંતુ કોઇ માણસને તેમની સાથે વાત કરતાં કરતાં વચમાં કોઈ કારણસર ઉઠવું પડે તો તે પાછો આવે ત્યાં સુધીમાં વાંચવા માટે પણ તેમના ખીસામાં એકાદ નાની ચોપડી હમ્મેશાં પડીજ રહેતી. "

" પુસ્તકની સોબતમાં જે અનંત લાભ છે, તથા તેમનો આશ્રય કરવાથી જે સિદ્ધ જ્ઞાન, વિવેક અને ચાતુર્ય પેદા થાય છે, તે બધું તો એક બાજુ રહ્યું; પણ બીજા સહવાસો કરતાં પુસ્તકને અમથાં ઉથલાવી જવા જેટલો પણ પુસ્તકનો સહવાસ વધારે લાભકારી છે. "

" જે માણસો ઉમદા વિચારોની સોબતમાં રહે છે, તેમને એકલા સમજવા નહિ. કેમકે રૂડા અને સત્ય વિચારો મોહ અને લાલચના સમયમાં દયાના દૂત થઈ પડે છે. તેઓ આપણા આત્માને પવિત્ર રાખીને તેનું સંરક્ષણ કરે છે. વળી કર્મ-બીજ પણ એવા વિચારોમાંજ ગુપ્ત રહેલાં હોય છે, કેમકે એકાદ અસરકારક વચન આપણને હમેશાં રૂડાં કૃત્ય કરવાને પ્રેર્યા કરે છે. "

" પુસ્તકો આપણને સરસમાં સરસ પુરૂષોની મુલાકાત કરાવે છે. આ જગત ઉપર જે જે મહાત્માઓ થઇ ગયા છે, તેમની હજુરમાં એ પુસ્તકોના પ્રતાપવડે આપણે દાખલ થઇ શકીએ છીએ; તેમણે જે જે કહ્યું અને કર્યું હોય, તે સર્વે આપણે સાંભળીએ છીએ; જાણે તેઓ ખરેખાત જીવતા હોય, તેવી રીતે આપણે તેમના વિચારોના હિસ્સેદાર થઇએ છીએ. આપણે તેમની સાથે સહૃદય થઇએ છીએ; તેમની સાથે નાનાવિધ આનંદ પણ ભોગવીએ છીએ અને શોકસંતાપમાં પણ ઝુરીએ-છીએ. તેમનો અનુભવ તે આપણો અનુભવ થાય છે અને કાંઇક દરજ્જે તેમની સાથે કાર્યમાં ભાગ લેતા હોઇએ એમ આપણા મનમાં લાગે છે."

" પુસ્તક એક જીવતો નાદ છે. પુસ્તક એ એક બુદ્ધિ-વાદિત્ર છે. જે કોઇ કાન દે, તેનાથી એ નાદ સંભળાય છે; અને તેથીજ આપણે પ્રાચીન કાળના મહાત્માઓની સત્તામાં સદાકાળ રહી શકીએ છીએ. "

" નાની ઉંમરમાં જેમને સંસાર સાગરમાં સહિસલામત લઇ જવાને

માબાપનું ભોમીયા રૂપે સુખ નથી હોતું; તેમને અનીતિ કે બદફેલીના ખાડામાં ડૂબવાનો સંભવ બહુ હોય છે; તે ભયમાંથી વાંચન માટેના મારા સ્વભાવિક વલણે મને બચાવી લીધો. સારાં પુસ્તકોના પ્રભાવથી હું રમત ગમતના અખાડામાંથી, સહેલ સપાટામાંથી, તાડી દારૂના પીઠામાંથી અને ગાનતાનના દીવાનખાનામાંથી બચ્યો. "

" પુસ્તકો માણસની વૃદ્ધાવસ્થામાં જેમ ઉત્તમ પ્રકારના સોબતીઓ છે, તેમ તે યુવાવસ્થાના પણ ઉત્તેજક છે. જુવાન માણસના મન ઉપર જે પ્રથમ પુસ્તકની ઉંડી અસર થાય છે, તે તેની જીંદગીસુધી વારંવાર સ્મરણીય વસ્તુ થઇ પડે છે. તે વારંવાર તેના જુવાન હૃદયને જાગૃત કરે છે; ઉત્સાહને ઉશ્કેરે છે અને તેનાં આચરણ ઉપર સ્થાયી અસર કરે છે. "

"મારી સોળ વર્ષની વયમાં ... ગ્રંથ મારા વાંચવામાં આવતાં તેણે મારામાં જે અસામાન્ય ચાંચલ્ય ઉત્પન્ન કર્યું છે, તે હજી સુધી જેમનું તેમ કાયમ રહ્યું છે; તેને માટે હું ખુશીથી એ પુસ્તકનો આભાર માનું છું."

"બીજાનું અનુકરણ કરવાનો મનુષ્યનો આટલો બધો સ્વભાવ છે તો પછી જેને નાનપણથીજ ઇતિહાસ, ચરિત્ર ઇ૦ ના વાંચનનો શોખ લાગ્યો હોય તેવો મનુષ્ય એકાદ વિખ્યાત પુરૂષ નિવડે એમાં શું સંશય ?"

"એક મહાન પાશ્ચાત્ય પંડિતનો તો એટલે સુધી મત હતો કે, માણસને લુગડાંલત્તાંની જેટલી જરૂર નથી, તેટલી પુસ્તકોની છે. તે પોતે પણ જરૂરનાં પુસ્તકો ખરીદી લેતાં સુધી લુગડાં લેવાનું મુલતવી રાખતો. તેને સિસરોનાં પુસ્તકો સૌથી વહાલાં હતાં અને તે જ્યારે જ્યારે વાંચતો ત્યારે ત્યારે " હું વધારે સારો થયો છું " એમ તેને લાગતું. "

" મનુષ્યને જે પણ અનુભવ મળે છે તે વાંચવાના અથવા લખવાના સાધનદ્વારા તે બીજાઓને આપી શકે છે; પશુ વગેરેમાં તે સાધન નહિ હોવાથી તે એકાદ ઠેકાણે પડી જશે તો તે પોતે કદાચ ફરી તે માર્ગે જશે નહિ; પરંતુ બીજાં ઢોરોને તે વિષે ચેતવી શકશે નહિ. "

"એકાદ ઉત્તમ ગવૈયો જેમ ઇચ્છે ત્યારે પોતાનાં વીણા, સારંગી કે સીતાર વગેરેમાંથી ચ્હાય તે સ્વર કાઢી શકે છે; તેમ એક વાંચનાર પણ

જ્યારે ઇચ્છે ત્યારે એકાદ ઉત્તમ ગ્રંથમાંથી પોતાને માટે આનંદ તેમજ જ્ઞાનદાયક અવાજ કાઢી આનંદમગ્ન થઈ શકે છે."

"બંધુઓ! સારાં પુસ્તકો એટલે શું એ તમે જાણો છો? સારાં પુસ્તકોની કિંમત તમે સમજો છો? ભાઇ, હજી આપણે એ નથી સમજતા. જો સમજતા હોઇએ તો આપણી હાલત આવી ન હોય. મને તો લાગે છે કે જ્ઞાન એ આકાશ છે અને પુસ્તકો એ તેમાં શોભી રહેલા ચળકતા તારાઓ છે; જ્ઞાન એ સમુદ્ર છે અને પુસ્તકો તે એ સમુદ્રનો લાભ લઇ શકાય તેવાં વહાણો છે; જ્ઞાન એ સૂર્ય છે અને આપણા ઘરમાં આવી શકે એવો તેનો પ્રકાશ તે પુસ્તકો છે; જ્ઞાન એ સોનાની ખાણ છે, અને પુસ્તકો તે તેમાંથી બનાવેલા આપણને બંધ બેસતા થાય તેવા દાગીના છે; જ્ઞાન એ મોટામાં મોટી કિંમતી નોટો છે, અને પુસ્તકો તે આપણા રોજના ઉપયોગમાં આવી શકે એવા ચલણી સીક્કાઓ છે; જ્ઞાન વાયુ છે, અને પુસ્તકો તે એ વાયુને ખેંચી લાવી ઠંડક આપનાર પંખાઓ છે. જ્ઞાન એ અગ્નિ છે અને પુસ્તકો તે એ અગ્નિથી પ્રકટાવેલા દીવા છે; જ્ઞાન એ પૃથ્વી છે અને પુસ્તકો તે આપણને રહેવા લાયક મકાનો છે; જ્ઞાન તે અનાજનો ભંડાર છે, અને પુસ્તકો તે રોટલા છે; જ્ઞાન તે મેઘ છે, અને પુસ્તકો તે આપણા ઘરમાં રહી શકે તેવાં પાણી ભરેલાં માટલાં છે; અને જ્ઞાન તે સર્વશક્તિમાન પરમાત્મા છે, અને પુસ્તકો તે એનો રસ્તો દેખાડનારા પૂજનીય દેવો છે."

"પુસ્તકો તે વિદ્વાનો, પંડિતો તથા સંતો તરફથી મળેલો સીધો કિંમતી વારસો છે. પુસ્તકો તે જુદા જુદા દેશને તથા કાળને એક સાંકળમાં જોડનારી કડી છે. પુસ્તકો તે તેના અધિકારીઓના હૃદયમાં ઉથલપાથલ કરનારૂં રસાયણ છે; પુસ્તકો તે નવી જીંદગી આપનાર ફિરેસ્તા છે; પુસ્તકો તે જીંદગીમાં અમૃત રેડનાર મહાન ગુરૂ છે; પુસ્તકો તે જીવાત્માના બલુનમાં શ્વાસ ભરનાર યંત્ર છે; અને જગતમાં કોઇ પણ માણસ કે કોઇ પણ વસ્તુ જે કાંઇ પણ આપી શકે, તે સર્વ કરતાં વધારેમાં વધારે ને સારામાં સારૂં આપનાર પુસ્તકો છે."

# तमे रोज गीतानो पाठ करो छो ?

## न करता हो, तो ते शा माटे करवो ते सांभळो.

**ભગવાન શ્રીકૃષ્ણ** કહે છે કે "હે અર્જુન, આપણા આ ધર્મ્ય સંવાદરૂપ ભગવદ્‌ગીતાનું જે કોઇ પઠન કરશે; તેણે જ્ઞાન યજ્ઞથી મારૂં પૂજન કર્યું છે એમ હું સમજીશ."

**શ્રીજ્ઞાનેશ્વર મહારાજ** કહે છે કે "વેદોના ત્રણે કાંડ ગીતામાં સ્પષ્ટ કરેલા છે. (એટલુંજ નહિ પણ) આ શ્રીમદ્ ભગવદ્‌ગીતા મૂર્તિમાન વેદજ હોઇને ઔદાર્યમાં વેદ કરતાં પણ શ્રેષ્ઠ છે."

**સ્વામી રામતીર્થજી** કહે છે કે "તેના (મહાન અમેરિકન વિચારક એમરસનના) જાની દોસ્તોના કહેવાથી જણાય છે કે તેના મનપર ગીતા અને ઉપનિષદોની વધારે અસર થઇ હતી."

**મહાત્મા ગાંધીજી** કહે છે કે "એક વખત મારો અંતકાળ પાસે આવેલો મને જણાયો, તે વખતે ગીતા મને બહુજ આશ્વાસનરૂપ થઈ હતી."

**મહાત્મા થૅારો** કહે છે કે "પ્રાચીન યુગની સર્વ સ્મરણીય વસ્તુઓમાં ભગવદ્‌ગીતાથી શ્રેષ્ઠ કોઇ પણ વસ્તુ નથી. × × × ભગવદ્‌ગીતામાં એટલું ઉત્તમ અને સર્વવ્યાપી જ્ઞાન છે કે તેના લખનાર દેવતાને અગણિત વર્ષ થઈ જવા છતાં તેના જેવો બીજો એકે ગ્રંથ હજી સુધી લખાયો નથી. × × × ગીતાની સાથે સરખાવતાં જગતનું આધુનિક સર્વ જ્ઞાન મને તુચ્છ જણાય છે અને વિચાર કરતાં આ ગ્રંથનું મહત્ત્વ મને એટલું બધું જણાય છે કે, કોઇ કોઇ વખત "આ તત્ત્વજ્ઞાન કોઇ જુદાજ યુગમાં લખાયું હોવું જોઇએ," એવો વિચાર મારા મનમાં થઇ આવે છે. × × × હું રોજ પ્રાતઃકાળે મારી બુદ્ધિ અને અંતઃકરણને ભગવદ્‌ગીતાના પવિત્ર જળમાં સ્નાન કરાવું છું."

આવી મહા મહિમાવંતી ગીતાનો પાઠ પ્રત્યેક હિંદુ સંતાને હરહમેશ **કરવો જોઇએ; કુટુંબમાં તેનું નિત્ય શ્રવણ કરાવવું જોઇએ; તથા સારા માઠા પ્રસંગે અને અમસ્થો પણ ગીતા ગ્રંથ છુટથી ભેટ આપવો જોઇએ.**

---

# આદિ અને સભાપર્વ.

## મહાભારતના પહેલા ભાગરૂપ મોટાં ૬૦૦ પૃષ્ઠનો દળદાર ગ્રંથ. ઉત્તમ નવીન ભાષાંતર, જાડા કાગળ તથા પાકા પૂંઠા સાથે માત્ર રૂ. ૨ાા, પોસ્ટેજ ૦ાા=

અમૃતને માટે ગરૂડ અને દેવોનું યુદ્ધ. શેષનું ચરિત્ર. પરિક્ષિત રાજાનું ઉપાખ્યાન. વાસુકિને જરત્કારૂ ઋષિનો સમાગમ. દુષ્યંતની મૃગયા. શકુંતલાની જન્મકથા. દુષ્યંત તથા શકુંતલાનો સંવાદ અને ભરતનો રાજ્યાભિષેક. યયાતિ રાજાનું આખ્યાન. શુક્રાચાર્ય અને દેવયાનીનો સંવાદ. પુનર્જન્માદિ વિચાર. આશ્રમ ધર્મો. શાંતનુ રાજાનું ઉપાખ્યાન. ભીષ્મની ઉત્પત્તિ. વસુઓને થયેલા શાપનું વર્ણન. ભીષ્મની પ્રતિજ્ઞા. વંશવૃદ્ધિને માટે સત્યવતી તથા ભીષ્મનો સંવાદ. દીર્ઘતમાવી કથા. દ્રુપદનો પરાજય અથવા અર્જુને આપેલી ગુરૂ દક્ષિણા. લાક્ષાગૃહનો દાહ અને પાંડવોનું નાશી છૂટવું. હિડિંબ રાક્ષસ સાથે ભીમસેનનું યુદ્ધ. ક્ષત્રિયબલથી બ્રહ્મબલની શ્રેષ્ઠતા જોઇ વિશ્વામિત્રનું બ્રાહ્મણ થવું. પરાશરનો રાક્ષસ યજ્ઞ. અર્જુનનો મત્સ્યવેધ. પાંચ ઈંદ્રનું ઉપાખ્યાન અથવા પાંડવો તથા દ્રૌપદીની પૂર્વ કથા. સુંદ અને ઉપસુંદનું આખ્યાન. સુભદ્રાહરણ. ઈંદ્રાદિ દેવોની સાથે શ્રીકૃષ્ણ તથા અર્જુનનું યુદ્ધ. શ્રીકૃષ્ણ તથા જરાસંધનો સંવાદ. જરાસંધનો વધ. રાજસૂયયજ્ઞની દીક્ષા. શ્રીકૃષ્ણનું અર્ઘ્યપૂજન. શિશુપાળનો વધ. યુધિષ્ઠિર અને શકુનીનો સંવાદ. કૌરવ અને પાંડવોનું દ્યૂત. દ્રૌપદીવસ્ત્રાહરણ. પાંડવોની પ્રતિજ્ઞા અને વનગમન. ધૃતરાષ્ટ્ર અને સંજયનો સંવાદ.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય—અમદાવાદ અને મુંબઈ.**

શિવાજી મહારાજના સદ્ગુરૂ સમર્થ રામદાસ સ્વામી રચિત

# श्री दासबोध

નવી આવૃત્તિ-પૃષ્ઠ ૬૨૦

મૂલ્ય ૨ાા પો૦ ાન્

મહારાષ્ટ્રના જે ચાર મહર્ષિઓના ચાર ઉત્તમ ગ્રંથોને ચાર વેદોની ઉપમા અપાઇ છે, તેમાંના ચોથા વેદરૂપ આ ગ્રંથ હોઇને તેના કર્તા અદ્ભુત મહાત્માનું ચિત્ર બાજુપર છે. આ ગ્રંથમાં તેમનું ભવ્ય મોટું ચિત્ર, ઉત્તમ ચરિત્ર તથા શિવાજી મહારાજને તેમણે કરેલા ખાસ જાણવા જેવા ઉપદેશ ઉપરાંત અન્ય પણ વ્યવહાર તથા પરમાર્થ ઉભયને સધાવનારા ઉત્તમ ઉપદેશો સમાયલા હોવાથી માત્ર જિજ્ઞાસુ કે ભક્તો માટેજ નહિ; પરંતુ સર્વ કોઇ માટે પણ તે ખાસ વાંચવા યોગ્ય છે.



સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય-અમદાવાદ અને મુંબઈ

## સ્વામી વિવેકાનંદ—ભાગ ૮ મો.

**પૃષ્ઠ ૫૮૦, મૂલ્ય રૂ. ૧॥.પાકું પૂંઠું ૨, પોઠા**

આ ભાગમાં પૂર્વ અને પશ્ચિમ. ભક્તિયોગ. પરા ભક્તિ. ભક્તિ અને મૂર્તિ-પૂજા. ધર્મનું લક્ષ્ય. વૈદિક ધર્મના આદર્શો. થિયોસોફી વિષે વિચારો. વેદાંત અને વિશિષ્ટ હક્ક. જડભરતની વાર્તા. પ્રહ્લાદની વાર્તા. જગતના મહાન આચાર્યો.

## સ્વામી શ્રી વિવેકાનંદનું ચરિત્ર.

**પૃષ્ઠ ૭૪૦, મૂલ્ય ૨) પાકું પૂંઠું ૨॥ પોઠા-**

સ્વામીજીનાં ભાષણો, ૪૦ ના જેવુંજ તેમનું આ જીવનચરિત્ર પણ અસરકારક તથા પુરૂં કર્યા વિના છોડવું ગમે નહિ તેવું છે.

અંગ્રેજીમાં નીકળેલા ચરિત્રના ચાર મોટા ભાગો તથા બીજાં સાત પુસ્તકો ઉપરથી આ ચરિત્ર એક વિદ્વાન ગ્રેજ્યુએટને હાથે તૈયાર થયેલું હોઈ તેમાં તેમના જીવનને લગતી સર્વ જાણવા જેવી બાબતો સમાયલી છે. જેમકે:—

કુલવૃત્તાન્ત. બાલ્યાવસ્થા અને વિદ્યાર્થી અવસ્થા. આવી પડેલી વિપત્તિઓ. જાગૃત થએલી સત્યની જીજ્ઞાસા. શ્રીરામકૃષ્ણ પરમહંસ સાથે સમાગમ. સાધક દશા અને અભ્યાસી જીવન. નિર્વિકલ્પ સમાધિ. ભાવી જીવનનો ઉષઃકાલ. પ્રવાસી સાધુ તરીકેનું જીવન. હિમાલયમાં અને દેશના જુદા જુદા ભાગોમાં પર્યટણ અને તે દરમીયાન બનેલા જાણવા યોગ્ય બનાવો. અમેરિકાનો પ્રવાસ અને મુશ્કેલીઓ. સર્વ-ધર્મપરિષદ્‌ના સર્વોપરિ ધર્મવક્તા અને વેદાન્તના અદ્‌ભુત ઉપદેશક. વર્તમાન પત્રો ૪૦ ના તેમના વિષે અભિપ્રાય. પાશ્ચાત્ય શિષ્યો. પોલ ડ્યુસન અને પ્રો. મેકસમુલરની મુલાકાતો. કોલંબોમાં આવકાર. મદ્રાસમાં અપૂર્વ માન. કલકત્તામાં આગમન. બેલૂર મઠ અને રામકૃષ્ણ મિશનની સ્થાપના. પહાડી અને બીજાં સ્થાનોમાં વિચરણ. ભગિની નિવેદિતા વગેરે સાથેની ચર્ચાઓ. મરકી, દુષ્કાળ વગેરે પ્રસંગોમાં તેમની સેવાઓ. અનાથાશ્રમો, સેવાશ્રમો વગેરેની સ્થાપના. પાશ્ચાત્ય શિષ્યોની કેળવણી, મઠમાં સંન્યાસીઓની કેળવણી. ફરીથી અમેરિકા જવું. બેલૂર મઠમાં જીવન. મહા સમાધિ. ઉપસંહાર.

# ચારિત્ર્ય અને ઉત્સાહપ્રેરક.

સ્માઇલ્સનાં પુસ્તકો લખાયા પછી દુનિયામાં ઉમેરાયલા અનેક અગત્યના વિચારો, શોધો અને બનાવોને—નવીન દુનિયા—અમેરિકાના વિદ્વાન નાગરિકોએ ઉપયોગમાં લઇને કરેલી ગ્રંથરચનાઓ વધુ બળવાન, ઉદ્ધારક અને ઉછળતા નવજીવનવાળી હોવાથી (આ પછીનાં પૃષ્ઠોમાં જણાવેલા) તેવા થોડાક ગ્રન્થોનાં ભાષાંતર આ સંસ્થા તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે.

ભારતવર્ષનાજ ગીતા ઉપનિષદાદિ અદ્દભુત ગ્રંથો અને સ્વામી વિવેકાનંદ તથા રામતીર્થ જેવા સમર્થ ઉપદેશકોદ્વારા અમેરિકાની નવીન દુનિયાનાં જે ભાગ્યશાળી મસ્તિષ્કોને ઋષિમુનિપ્રણીત આર્યતત્ત્વજ્ઞાનનો અપૂર્વ પ્રકાશ પ્રાપ્ત થએલો, તેનાજ પરાવર્તન રૂપ આ પુસ્તકો હોવાથી, તથા આપણા લોકોને પણ હાલ વ્યાવહારિક શુદ્ધિ અને ઉન્નતિની વધારે અગત્ય હોવાથી આ પુસ્તકો સર્વ કોઇને માટે બહુજ ઉપકારક થાય તેમ છે.

આ પુસ્તકોમાં નિબંધભાગ જુજ હોઇને ખરાં બનેલાં પ્રોત્સાહક દ્રષ્ટાંતો વિશેષ હોવાથી તેમાં મનોરંજકતા પણ એવી સરસ આવી છે કે, કંટાળેલા, થાકેલા, નિરાશ અને માંદા માણુસો પણ તેના વાંચન—શ્રવણુવડે સતેજ અને આનંદી બની રહે. કારણ કે આ પુસ્તકો, પ્રત્યેક મનુષ્યમાં તેને નહિ સમજાયલાં એવાં જે અનેક પ્રકારનાં બળ રહેલાં છે, તેનો ખ્યાલ આપીને તેનામાં ઉન્નતિ, વિજય અને આરોગ્યાદિ મેળવવાની પુષ્કળ શક્તિ રહેલી હોવાની આત્મશ્રદ્ધા જાગૃત કરે છે; તથા તેણે કેવી રીતે પોતાનો માર્ગ કાઢવો અને કેવી રીતે પ્રતિકુળ સંયોગોમાંથી બહાર નીકળી પોતાની ખરી જગાએ પહોંચવું એ વાત પણ દર્શાવી આપે છે; જેથી મનુષ્યને પ્રથમ અશકય લાગેલી બાબતો શકય લાગીને તે પૂર્ણ શ્રદ્ધા તથા અખુટ ઉત્સાહપૂર્વક પોતાના કર્તવ્યક્ષેત્રમાં કૂદી પડે છે.

આ પ્રકારે આ અદ્દભુત પુસ્તકોએ હજારો નિરાશ માણુસોને આશાભર્યા, નિર્બળને બળવાન, બીકણુને બહાદૂર, દુઃખીયાને સુખીયા, આળસુને ઉદ્યમી, રોગીને નિરોગી, તથા હારી બેઠેલાને વિજયી બનાવ્યા છે.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય—અમદાવાદ અને મુંબઈ.**

# આગળ ધસો.

પૃષ્ઠ ૫૮૦, મૂલ્ય રૂ. ૧, પોસ્ટેજ ૦)≈

આ મહાન પુસ્તક બહાર પડયું, તેજ વર્ષમાં તેની દશ આવૃત્તિ છપાઇ હતી; અને અત્યાર સુધીમાં તેની ૧૦૦ થી પણ વધારે આવૃત્તિઓ નીકળી ચુકી છે. જગતની અનેક ભાષાઓમાં તે છપાયું છે અને જાપાન, ઇટાલિ વગેરે દેશોમાં તો તે પાઠય પુસ્તક તરીકે ભણાવાય છે. મરહુમ મી. ગ્લેડસ્ટન, મહારાણી વિકટોરીઆ, અમેરિકાના પ્રેસિડેન્ટ અને બીજા પુષ્કળ નામાંકિત મનુષ્યોએ તેનાં મુક્ત કંઠે વ્યાજબી વખાણ કર્યાં છે.

આ પુસ્તક અનેક સાચા અને અસરકારક દાખલા ઉપરા ઉપરી ટાંકીને જે જે મુદ્દાઓ સમજાવે છે, તેમાંના કેટલાક આ પ્રમાણે છેઃ–

તકને માટે ખોટી ન થતાં તકને **નીપજાવી લ્યો;** હાથ આવેલી સામાન્ય તકને મહાન બનાવી લ્યો; કાંઇ પણ ભવિષ્ય વગરના અનેક છોકરાઓએ કેવી કેવી રીતે મોટી સફળતાઓ મેળવી.

એક યુવકમાં **નિશ્ચયનું બળ અને આવડત** હશે તો તેની ઉન્નતિને કોઇ પણ વસ્તુ રોકી શકશે નહિ; અવકાશની એકાદ અણધારી ક્ષણનો પણ ઉપયોગ કરી લેવા માટે ગ્લેડસ્ટન જેવો પ્રતિભાશાળી પુરૂષ પણ હરહમ્મેશ પોતાના ગજવામાં એકાદ પુસ્તક લઇને ફરે; તો પછી ખુલ્લી રીતે વૃથા જતી કિંમતી ક્ષણોને બચાવવા સારૂ આપણે સામાન્ય શક્તિવાળા માણસોએ શું ન કરવું જોઇએ ?

બીજાની જગા માટે ફાંફાં મારવા કરતાં **તમારી પોતાની જગાને જ પુરેપુરી શોભાવો;** પુષ્કળ રોકાણ છતાં પણ જ્ઞાનપ્રાપ્તિ અથવા ભલાં કામોને માટે **માણસ** જો ધારે તો **સમય મેળવી શકે** છે અને ઘણોજ આગળ વધી શકે છે.

આ જગતમાં પૈસા કરતાં ઘણું વધારે અગત્યનું અને **મોટામાં મોટું બળ સદ્ગુણ અથવા ચારિત્ર્ય છે;** એક નિર્ધન પરંતુ ચારિત્ર્યવાન

પુરૂષની તુલનામાં મોટા ધનકુબેરોની અને સમ્રાટોની સમૃદ્ધિ પણ તુચ્છ છે; માણુસે કયો ઉદ્યમ પસંદ કરવો? ઝડપથી કામ કરવાના ગુણથી મળતી ફતેહ; ખુશમિજાજના ફાયદા; સારી રીતભાતમાં રહેલી સંપત્તિ; ઉત્સાહમાં સમાયલો વિજય; કામ કરવાની કળા અથવા સાધારણ સમજ.

અર્ધા દીલથી અથવા અર્ધા પ્રમાણમાં વીશ કામો કરવા કરતાં એક પણ કામ સર્વ ભાવથી અથવા પુરેપુરૂં કરવું એ સોગણું વધારે સારૂં છે.

આનંદને તો તમારે સદાય સાથે જ રાખવો; અને નહિ તો તે તમને સ્વર્ગમાં પણ મળશે નહિ.

જેના હૃદયમાં અખુટ ઉત્સાહ વસી રહ્યો છે તેવા આત્મા આગળ શંકા, ઉપહાસ, પરિશ્રમ અને વ્યાધિ હિસાબમાં નથી.

સંક્ષેપ એ બુદ્ધિમાન પુરૂષોનું મુખ્ય લક્ષણ છે. આરોગ્ય અને ફતેહ માટેની પહેલી જરૂરીઆત એ છે કે પહેલા નંબરના જાનવર થવું (જાનવરના જેવા સાદા અને ખુબ કામ કરનારા થવું) એ છે.

# सुख, सामर्थ्य अने समृद्धि तथा विचारोमां चमत्कार.

**પૃષ્ઠ ૫૫૨, મૂલ્ય ૧)= પાકું પૂંઠું ૧॥= પો૦)=**

આ ગ્રંથનો હેતુ નીચે જણાવેલા મુદ્દાઓ સમજાવવાનો છે.

આપણને ઉત્પન્ન કરનારી દિવ્ય પરમાત્મશક્તિ આપણામાંજ વસી રહેલી છે; જો તેનો ઉપયોગ કરતાં આવડે તો જીવનકલહના સઘળા ઘા તથા સર્વ સંકટોને દૂર કરવાનું અમોઘ સામર્થ્ય તેમાં રહેલું છે.

દરેક માણસનું હાલનું શરીર અને બીજી સર્વ સ્થિતિઓ એ સર્વ તેની આંતર સ્થિતિનુંજ પરિણામ છે; જેથી અત્યારે પણ મનુષ્ય પોતાના વિચારોમાં સુધારો કરીને પોતાના શરીર, ચારિત્ર્ય તથા બાહ્ય સ્થિતિને ફેરવવાને શક્તિમાન છે; અને આ પ્રમાણે દરેક મનુષ્યનું ભવિષ્ય બીજા કોઈના હાથમાં નહિ, પરંતુ તેના પોતાનાજ હાથમાં રહેલું છે.

અનંત ચૈતન્ય સાથેની પોતાની અનાદિસિદ્ધ એકતાની પ્રતીતિ પામનાર મનુષ્યને કોઇ પણ પ્રકારની ત્રુટિ રહેતી નથી. તે એકતા અનુભવવા માટે મનુષ્યે પોતાના મનરૂપી દ્વારમાં કેવી રીતે ખરાબ વિચારોને અંદર પેસતા અટકાવવા, અને કેવી રીતે શુભવિચારોનેજ પેસવા દેવા.

આપણા સહવાસો, વિચારો, લાગણીઓ અને નિશ્ચયો, એજ આપણી જાતને ઘડનારાં અદૃશ્ય ઓજારો છે; અને તે જેવા પ્રકારનાં હોય છે તેવાજ પ્રકારનું આપણું જીવન તથા મુખારવિંદ ઘડાતું ચાલે છે.

દરેક માણસના શ્વાસ અને હૃદય કરતાં પણ જે પરમાત્મશક્તિ તેની વિશેષ નજીક હોઇને પ્રત્યેક પ્રાણી પદાર્થ તેના અસ્તિત્વમાંજ અસ્તિત્વ ધરાવે છે; તે પરમ મંગલકારી, સર્વવ્યાપક, સર્વજ્ઞ, સર્વ શક્તિમાન પરમાત્મસત્તા સાથે આ માનવ પ્રાણી જેટલા પ્રમાણમાં પોતાનું ઐક્ય સમજે છે અથવા તો નથી સમજતો; અને અનુભવે છે કે નથી અનુભવતો; તેટલાજ પ્રમાણમાં તે સમૃદ્ધ કે દરિદ્ર, સ્વસ્થ કે અસ્વસ્થ અને સુખી કે દુ:ખી રહે છે.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ અને મુંબઈ.**

# ટૂંકી વાર્તાઓ.

ટુંકી વાર્તાઓનાં આ પુસ્તકોમાં આશક માશુકના સંયોગ વિયોગ વગેરેનાં શૃંગારિક વર્ણનો નહિ હોઇને તેમાંની વાર્તાઓ હિંદુઓની હાલની અનેક પ્રકારની સામાજિક અવદશાઓ ઉપર પ્રકાશ પાડનારી, તે દુર્દશાઓને ટાળવા પ્રેરનારી, બાપ દીકરી અથવા સમગ્ર કુટુંબ સાથે બેસીને વાંચી સાંભળી શકે એવી, તેમજ દરેક હિંદુ ગૃહમાં દરરોજ વાંચવા જેવી જ ખાસ કાળજીથી પસંદ કરીને લેવાયલી છે.

આ વાર્તાઓ ઘરમાં, સગાં વહાલાંમાં, અડોશી પડોશીમાં, તથા જ્ઞાતિ-બંધુઓ વગેરેમાં એકબીજા વચ્ચે ચાલતા કલેશ કંકાસનાં તેમજ ખરાબ રીત રીવાજ અને બીજી અનેક પ્રકારની દુર્દશાઓનાં આબેહુબ ચિત્રો રજુ કરીને તેનાં શુભાશુભ પરિણામો એવી અસરકારક રીતે દર્શાવે છે કે, જેથી તેમાંથી લેવાનું શિક્ષણ આપોઆપજ વાંચનારના મન ઉપર ઠસી રહે છે. આવી રીતે આ અસરકારક વાર્તાઓ અણસમજુને સમજુ, દુઃખીને સુખી, તોબરા જેવા મોઢાવાળાંને હસમુખાં, સંપરહિતને સંપીલાં, દ્વેષીને પ્રેમી, ક્રોધીને સંયમી, કંજુસને ઉદાર, લોભીને દાની, અભણને ભણેલાં, નિર્બળને બળવાન, મૂર્ખને ચતુર, કજીઆખોરને શાંત અને સ્વાર્થીને પરોપકારી બનવા પ્રેરે છે; એટલુંજ નહિ પરંતુ અનેક સ્થળે એવું બની પણ ચુક્યું છે. આવા પ્રકારની આ વાર્તાઓના નીચલા ભાગો તૈયાર છે.

## ટુંકી વાર્તાઓ--ભાગ--૨ જો.

પૃષ્ઠ ૨૨૦, મૂલ્ય ૦॥ પો૦)=

આમાં પતિ કે પરમાત્મા? અંગના કે દેવાંગના? અભિમાની સ્ત્રી. કોઈ ભૂખ્યાને ખવડાવો. ગરીબ બિચારો પાંચો પટેલ. પ્રામાણિક ગબો પટેલ. લક્ષ્મીની ત્રણ ઠોકર. મનાવવામાં માનભંગ. ખરી પ્રભુસેવા. ચૂડેલ અને ચોર. તીજની સાડી. પોથી-પુરાણ. પુરૂષનું ગૌરવ કોના હાથમાં? નવાણુંનો ફેર. ઇસ હાથ દે ઉસ હાથ લે. પુનર્જન્મ. કાષ્ઠનો ઘોડો. માતા ઉઘાડી અને છોકરી ફેનસી! ઇ૦ ૨૩ વાર્તાઓ છે.

# बीजां तैयार पुस्तको अने छबीओ.

નીચલાં પુસ્તકો વગેરે પણ બહુ ઉપયોગી છે; પરંતુ સ્થળાભાવને લીધે તેનું વર્ણન નહિ આપતાં માત્ર નામ ઇ૦ જ આપ્યું છે.

| | નામ. | પૃષ્ઠ. | મૂલ્ય, | પોસ્ટેજ |
|---|---|---|---|---|
| પદ્ય ભજન | અખાની વાણી—મહાત્મા કવિની પ્રસાદી. | ૩૨૪ | ાા | ૦)॥ |
| | મનહર પદ—આધ્યાત્મિક ભજનો. | ૧૮૦ | ૦)≈ાા | ૦)- |
| | વૈરાગ્ય બોધ કાવ્ય—પ્રેમાનંદ શિષ્ય રત્નેશ્વર કૃત. | ૧૧૨ | ાં | ૦)- |
| | છોટાલાલ પદબોધિની | ૧૨૮ | ાં | ૦)- |
| ચરિત્ર | થિયોડર પારકર | ૨૨૪ | ાા | ૦)॥ |
| | મહાન સિકંદર | ૨૮૮ | ાા≈ | ૦)॥ |
| | ના૦ શહેનશાહ અને શહેનશાહ બાનુ | ૧૯૨ | ૦)≈ | ૦)- |
| | હિન્દી લેખમાલા | ૩૫૦ | ાા | ૦)॥ |
| | સ્વામી રામતીર્થ ભાગ ૫ મો | ૨૪૮ | ાા | ૦)॥ |
| | ,, ,, ભાગ ૬ ઠ્ઠો | ૨૯૬ | ાા- | ૦)॥ |
| | ,, ,, ભાગ ૭ મો | ૨૫૬ | ાા | ૦)॥ |

| | |
|---|---|
| **છબી** ભગવાનની કદ ઈંચ ૭×૧૦ | પ્રત્યેકનું મૂલ્ય એકેક આનો, |
| ,, બહાદુર સર્વદમનની ,, | ત્રણે મળીને ૧૦ પ્રતના ાા |
| ,, વ્યાસ અને ગણેશની ,, | પોસ્ટેજ ૧ થી ૪ પ્રત સુધી ૦)ાા |

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.

**અમદાવાદમાં**—ત્રણ દરવાજા બહાર, નદીને રસ્તે, સેશન કોર્ટ પાસે.
**મુંબઇમાં**—કાલબાદેવી રોડ, હાથી બિલ્ડીંગ, ત્રીજે માળે, સવારે ૭થી૧૦

---


અમદાવાદમાં "સસ્તું સાહિત્ય મુદ્રણાલય"માં છાપ્યું. મુદ્રક; ભિક્ષુ-અખંડાનંદ

# तमारा हितनी वात.

"कहे नेपोलियन देशने, करवा आबादान,
सरस रीत छे एज के, दो माताने ज्ञान."

जो तमे तमारो, तमारां सगां वहालांनो, ज्ञातिने देशनो संसार तथा परमार्थ अधिक सरळ, सुख अने सफळ थयेलो जोवा इच्छता हो; तो तमारी गं तेवी रोकाणोमांथी पण समय कहाडीने तमारा कुटुंबमांनी स्त्रीओ अने कन्याओने वांचतां शीखवो. अने बनती पहेलीज तके तेओना हाथमां ज्ञान–चारित्र वर्धक उत्तम पुस्तको मूको.

सर्व कोइ सहेलाइथी मेळवी शके, एटला माटे आ संस्था एवां पुस्तको बने तेटला स्वल्प मूल्ये प्रसिध्ध करती आवी छे. तेना तरफथी अत्यार सुधीमां १५० उपरांत पुस्तकोनी आठेक लाख प्रत बहार पडी चुकी छे. ए पैकी जे पुस्तको हजी मळी शके छे, तेनी विगतवार माहिती आ पुस्तकमां छेवटना भागमां आपेली छे.

## सस्तुं साहित्य वर्धक कार्यालय.

अमदावादमां–त्रण दरवाजा बहार, नदीने रस्ते सेशन कोर्ट पासे.
मुंबइमां–कालबादेवी रोड, हाथी बिल्डींग, त्रीजे माळ, सवारे ७थी १०